॥ वंदे जिनवरम् ॥

## દિગંબર જૈન.

# ગહુંલ્યાંવલી.

સંગ્રહ કર્તા—

જૈન મહિલારત્ન શ્રીમતી મગન બ્હેન-મુંબઈ.

શા. કીસનદાસ પુનમચંદ કાપડિયાના ચી. ભાઈ મુલચંદના લગ્ન પ્રસંગે

**ભેટ.**

વીર સં. ૨૪૪૯] [પ્રત ૫૦૦

वंदे जिनवरम् ।

# દિગંબર જૈન-

# ગરબાવળી.

(૧)

જીરે આજની ઘડી તે રળીયામણી જો રે
મારા ચોવિસ દેવની બલિહારડી જો રે—જીરે.
દેવ સર્વાર્થ વીમાન થકી ઉતર્યા જો રે,
માતા ત્રીસલા કુઃખે જન્મ લીધો જો રે—જીરે.
હું કળસ ભરાવું ગંગા નીરના જો રે,
હું તો નમણુ કરાવું આદિનાથના જો રે—જીરે.
હું તો પ્યાલા ભરાવું કેશર ગોળના જો રે,
માહે મગ મગ લાખું મોઘા મુલના જો રે—જીરે.
હું તો ફુલ મંગાવું પંચ રંગના જો રે,
મારા આદિનાથને પુજું ભાવથી જો રે—જીરે.
હું તો પુજા ભણાવી થઈ પાવની જો રે,
હું તો ભાવું મારા જીનજી આંગળ ભાવના જો રે—જીરે.
આજે સંઘ તે સંગ આનંદમાં જો રે,
નિત કરે કલ્યાણુ વંદના જો રે—જીરે.

(૨)

પ્રથમ તીર્થંકર રીખવજી નંદા,
નાભીરાજા મરૂ દેવીકો નંદા તો.
સામળા ગુણવંતા, નગર ધુળે વસે ગંડગામી
ધનુષ પાંચસે સોવન મે કાયા તો—સામળા
તખતે બેઠા કેશરીયા બીરાજે
દર્શન દેખીને મનડા મોહીએ તો—સામળ
મોતીડા મણાવું ને સાથીઆ ભરાવું
હરખે કેશરીયાની પૂજા ભણાવું તો—સામળા
પૂજા રચાવું ને ભાવના ભાવું
કેશર કેરા કીચ મચાવું તો—સામળા
અગરબત્તીના ધુપ ઉકેલું
પુલડાં કેરા મુગટ ભરાવું તો—સામળા
નાટક નાચે ને ભાવના ભાવે
હરખે કેશરીયાના જિનગુણ ગાઇએ તો—સામળા
કપુર કહે તમે પરમ દેવ
ભવો ભવ હોજો તમારી સેવા તો—સામળા
આજે તારણેવાલો બેઠીઓ ભાંગે
મન વાંછિત ફલ અમને આપે તો—સામળા

(૩)

બંગાળ કંઇ દેશમાં તે શીખેરજી મહારાજ છે
હાંરે તાં તો તીરથ તણા મોટા ધામ છે—બંગાળ

સીતા તે નાળના નીરમળ નીર છે
હાંરે તાં તો ન્હાઈ ધોઇ શરીર શુદ્ધ કીજે—બંગાળ

વીસેજ ટુંકે નારી રે નારી
હાંરે તાં તો ધજા ઉડે છે ઘણી સારી—બંગાળ

આગળ પાછળ ઝાડી રે ઝાડી
હાંરે તાં તો વચમા સામળીયો પાર્શ્વનાથ છે—બંગાળ

મધુ તે વનમાં દેરાઓની જોડ છે
હાંરે તાં તો દરશન કર્યાના ઘણા કોડ છે—બંગાળ

પાલ તે ગંજના રાજા સોવન છે
હાં રે તાં તો સફળ બોલાવાને જાય છે—બંગાળ

કાશી તે દેશમાં પાર્શ્વ અવતાર છે
હાંરે તાં તો વેદીયો જાણે વિમાન છે—બંગાળ

ચંપા પાવાપુરીમાં ધામ છે
હાંરે તા તો તીરથતણા તે મોટા ધામ છે—બંગાળ

(૪)

જગત ગુરૂ જીનવરને નમીએ
રીખવ એક કંઇએ કપટ તજીએ ॥જા॥
કે કારતકે કેશરીયો મળશે
કે જનમ જનમના દુઃખ ટળશે
કે મારા મનવાંછિત ફળશે ॥ જ ॥
કે માગશરે મન મોહ્યું મારૂં
કેશરીયાજી દરશન હોય તારૂં
ધુળેવપર મન મોહ્યું મારૂં ॥ જ ॥
કે પોષે પીતલડી પાળું,
કે ત્રણ ભુવનનાં અજવાળું
તમે છો દીનતણા દયાળુ ॥ જ ॥
મહાએ પંચમી દીન આવે
મરૂદેવી સહુ કોઇ વધાવે
કે ગુણીયાને રાગ વાંછિત ભાવે ॥ જ ॥
કે ફાગણે ફાગ ખેલું તમ સું
આદીજિન અંતરને નમશું
કે નાટક તમ આગલ કરશું ॥ જ ॥
ચૈતરે ચિત્ત લાગ્યુ ચરણે
કે અબીલ ગુલાલ મુગટ ભરણે—

કેશરીયાને તારણું તરણું ॥ જ ॥
કે વૈશાખે વૃંદાવન પુલી
કે કેશર બરાસ ગોળી
કે કેશરીયાને પુજીશ રંગ રોળી ॥ જ ॥
કે જેઠ જીનવર જુહારીયા
કે શીતળ જળે નવરાવ્યા
કે પંખો કરતા પુન પાવે ॥ જ ॥
આષાડે મેઘ ઘણા ગાજે
બડી ધૂમે નોબતો વાગે
એને દરશને સદા છાજે ॥ જ ॥
કે શ્રાવણ સર્વથકી સારો
બપૈયા મોર લાગે પ્યારો
કે ગુણીયાને ગાઇસુ મલારો ॥ જ ॥
કે ભાદરવે ભવીક કરો ભક્તી
પજુસણ પર્વ બડી ધૂમથી,
કે પુજા ભણાવું બડી ધૂમથી ॥ જ ॥
કે આસો માસે દીવાળી
કે લોક કરે છે સુંવાળી
કે મુળચંદ માંગે છે મેવા
કે ભવોભવ આપો તમારી સેવા ॥ જ ॥

(૫)

( તું તો ભૂલી ગયો તે અરહંત હાંરે )

આ તન તરત પડી જશે જો રે
અલ્યા કાલે તે આવશે કાળ જો ॥ આ તન ॥
અલ્યા બાલપણું જો વીતી ગયું જોરે
હાંરે અલ્યા જોબન માયાની જાણજો ॥ અલ્યા આ તન ॥
અલ્યા સુંદર સુંદરી સંગમાંજોરે
હાંરે અલ્યા ભમતા દીવસ ને રાત જો ॥ આ તન પડી ॥
અલ્યા ભુલી ગયો ભગવાનને જોરે.
અલ્યા તારા કરમની વાત જો ॥ આ તન ॥
અલ્યા મારૂં મારૂં માની મુરખા જોરે
હાંરે એ તો તારૂં નથી તલ ભાર જો ॥ આ તન ॥
અલ્યા વારંવાર વીચારીને જોરે
અલ્યા વેહેલો તે કરજે વીચારજો ॥ આ તન ॥
અલ્યા રાત દીવસ સુતા બેસતાજોરે
હાંરે એ તો ઘડપણ આવ્યું ગમારજો ॥ આ તન ॥
અલ્યા પુત્ર કલત્ર ને કીંકરો જોરે
હાંરે એ તો પરવસ છે પરીવાર જો ॥ આ તન ॥
એ તો ચીન્તા ચીતા માહે પરહરી રે
હાંરે એ તો પુજપરમ કૃપાળજો ॥ આ તન ॥
અલ્યા જુજ વખત છે બાકી હવે જોરે
અલ્યા ખુલ્લી આંખે નીહાળજો. ॥ આ તન ॥

(૬)

મને દેખી લઉં દેખી લઉં થાય છે,
આબુગિરીરાજના દેવલ વખણાય છે. આબુ૦ ૧
સંસારી ઉપાધી અને ગુમતી રે નથી,
દેવલમાં દીલ લાગાય છે. આબુ૦ ૨
આદીનાથ નેમીનાથ તણાં બે દેહેરાં,
દુનીયામાં બહુ પુંકાય છે. આબુ૦ ૩
એવા મંદિરના દર્શન કરતાં,
પાપ પાતાળે જાય છે. આબુ૦ ૪
આનંદથી તીહાં યાત્રા કરીને,
હંસ આનંદ અતી થાય છે. આબુ૦ ૫

---

(૭)

હું તો ભુલી ગયો તે અરીહંતને જો,
ઘેર નારી દોલત ઘેર દીકરા જો;
હાંરે ઘેર ગાડી ઘોડા અસવાર જો—ભુલી ગયો તે૦ ૧
તું તો ધન દેખીને નીચો નમ્યો જો,
તને આવડો સો અભિમાન જો;
હાંરે તને આવડો સો અહંકાર જો—ભુલી ગયો તે૦ ૨

તારૂં ધન જોબન છે કારમું જો,
તેને જાતા ન લાગે વાર જો—ભુલી ગયો તે૦ ૩
અલ્યા ચાર તે ચોર પૂઠે ભમે જો,
આગળ ઘોર અંધારી રાત જો—ભુલી ગયો તે૦ ૪
અલ્યા મુરખ મનમાં નથી જાણુતો જો.
જમ ઝડપી લેશે તને તત્કાળ જો—ભુલી ગયો તે૦ ૫
જીરે પંડીત શીવલાલજી ઉપદેશથી જો,
ગુરૂ ગુણુચંદ્ર ગછ રાય જો—ભુલી ગયો તે૦ ૬
જે કોઇ ગાય શીખે ને સાંભળે જો,
તેના ભવના તે પાતિક જાય જો—ભુલી ગયો તે૦ ૮

---

(૮)

વીર કુંવરની વાતડી કેને કહીએ,
હાંરે કેને કહીએ રે કેને કહીએ
હાંરે નવી મંદીર બેસી રહીએ
હાંરે સુકુમાલ શરીર—વીર૦ ૧
બાળપણુથી લાડકો નૃપ ભાવ્યો,
હાંરે મળી ચોસઠ ઇંદ્રે ન્હલાવ્યો;
હાંરે ઇંદ્રાણી મળી હુલરાવ્યો,
હાંરે ગયો રમવા કાન—વીર૦ ૨

છોરૂ ઉછાછળા લોકમાં કેમ રહીએ,
હાંરે એની માવડીને શું કહીએ;
હાંરે કહીએ તો અદેખા થઈએ,
હાંરે નાસી આવે બાળ—વીર૦ ૩
ત્રિશલા માતા મોજના એમ કહેતી,
હાંરે સખીઓને ઓલંભા દેતી;
હાંરે ક્ષીણુ ક્ષીણુ પ્રભુ નામજ લેતી,
હાંરે તેડાવે બાળ—વીર૦ ૪
વાર જોવંતાં વીરજી ઘેર આવ્યા,
હાંરે ખોળે બેસાડી હુલરાવ્યા;
હાંરે માતા ત્રિશલાએ ન્હવરાવ્યા,
હાંરે આલીંગન દેતી—વીર૦ ૫

---

(૯)

હાંરે સમોસરણકી રચના સારી,
બાર સભા હોય ન્યારી રે—સમોસરણકી૦
વિપુલાચલ પર મહાવીર આવ્યા,
એક યોજન વિસ્તારી રે—સમોસરણકી૦
એંસી હજાર પગથીયાં રે ઉનકે,
આનંદ ભરચક ચાલી રે—સમોસરણકી૦

ઊંચે આધાર મહાવીર બિરાજે,
    ચોમુખ પ્રતિમા ઠામ નાખીરે—સમોસરણકી૦
કર જોડી સેવક ગુણ ગાવે,
    મિટાવો ભવ ભવ ફેરી રે—સમોસરણકી૦

---

(૧૦)

હાંરે તમે દીવાળી જોવાને વ્હેલા આવજો,
    હાંરે તમે ખાંડના રમકડાં લાવજોરે—તમે દીવાળી૦
પીત્તળ લોટા જળે રે ભરાવું,
    દાતણને મસે આવજો રે—તમે દિવાળી૦
ચીની ચલાણા તેલે રે ભરાવું,
    મરદનને રૂસે આવજો રે—તમે દિવાળી૦
તાંબા રે કુંડી જળે રે ભરાવુ,
    નાવણને મસે આવજો રે—તમે દિવાળી૦
બારે બત્રીસી રસોઇઓ રંધાવું,
    ભોજનને મસે આવજો રે—તમે દિવાળી૦
ચોસઠ પાનના બીડલા બનાવું.
    મુખવાસને મસે આવજો રે—તમે દિવાળી૦
સાગ સીસમનાં ઢોલીયા ઢળાવું,
    પોઢણને મસે આવજો રે—તમે દિવાળી૦

---

(૧૧)

નાથ તુજ શરણે આવીયા રે,
મુજ મન પ્રભુજી ભાવીયા રે;
તમે વંદો સહુ નરનાર રે,
પ્રભુજી મોક્ષ માંહે બિરાજતા રે. ૧

તમે શિવ સુંદરીના નાવલા રે,
તમે કાઢયાં તે મનના આમળા રે;
તમે કર્મ કીધાં ચકચુર રે,
પ્રભુજી મોક્ષ માંહે બિરાજતા રે. ૨

તમે ત્યાગી અમે છેરે રાગીયા રે,
કામ ક્રોધે કીધા છે ભાગીયા રે;
લોભ રાજાએ કીધા છે અંધ રે,
પ્રભુજી મોક્ષ માંહે બિરાજતા રે. ૩

વદે જ્ઞાનવર્ધક પાર્શ્વજી રે,
પ્રભુ પુરો હવે મુજ આશજી રે;
કાઢો ભવ સમુદ્રથી બ્હાર રે,
પ્રભુજી મોક્ષ માંહે વિરાજતા રે. ૪

---

(૧૨)

કુગુરૂ કુદેવ કુધર્મ ઈનકુ, ભૂલે કબ નહિં નમના રે;
જીયા કર મિથ્યામત ગમના, ફેર જન્મ નહિં ધરના રે–કુગુરૂ
દેવ ધર્મ ગુરૂ ગ્રંથ પરખકે, મન વચ તનસે નમનારે;
દેવીદાસ કહે ઈન વિધાસે ફેર જનમ નહિં ધરનારે–
કુગુરૂ કુદેવ કુધર્મ ઇનકુ, ભૂલે કબ નહિં નમના રે.

---

(૧૩)

મારે દિવાળી રે થઇ આજ, પ્રભુ મુખ જોવાને,
સર્યાં સર્યાં રે સેવકનાં કાજ, ભવ દુઃખ ખોવાને ટેક.
મહાવીર સ્વામી મુગતે પહોંત્યા. ગોતમ કેવળજ્ઞાન રે,
ધન અમાસ ધન દિવાળી, મારે વીર પ્રભુ નિરવાણુ જિન ૧.
ચારિત્ર પાળ્યા નિરમળાને, ટાળ્યા વિષય કષાય રે;
એવા મુનિને વંદીએ તો, ઉતારે ભવ પાર જિન ૨.
બાકુલનો આહાર લીધો વીર જિને, તારી ચંદન બાળારે,
કેવળ લઇ પ્રભુ મુગતે પહોત્યા, પામ્યા ભવનો પાર જિન ૩.
એવા મુનિને વંદીએ જે, પંચમ જ્ઞાનને ધરતા રે,
સમવસરણુ દેઇ દેશનારે, પ્રભુ તાર્યા નરને નાર જીન ૪
ચોવીસમા જિનેશ્વરને, મુગતિ તણા દાતાર રે,
કર જોડી કવિ એમ ભણે રે, મ્હારો દુનિઆ ફેરો ટાળ જીન ૫.

---

(૧૪)

પધારો વીર બ્હેનો સુખકારીરે, દિસે દિવસ આનંદકારી,
દિસે દિવસ આનંદકારીરે, થયું મેલન મંગળકારી ૧
મ્હેમાનો તમે મોઘા મુલના, નવ કરશો અમ સ્વાગત તુલના,
સેવા સાદી અમારી ન્યારીરે—દિસે દિવસ૦ ૨
ભિતી નથી આ ભારત સદને, હેતે રમો સહુ હસતે વદને;
દિલે દેશો—હૃદયને ધારી રે—દિસે દિવસ૦ ૩
શુચિતાથી આલ્હાદન કરતી, ભારત ગૌરવ ધારણ કરતી,
વિશ્વ વિનોદનકારી—દિસે દિવસ૦ ૪
ધર્મ નીતિનું સંગીત કરશું, વિદ્યામૃતનું ભોજન ધરશું,
દેશું પ્રેમ કુસુમની માળ રે—દિસે દિવસ૦ ૫

---

(૧૫)

અતિ અળખામણી આજે, બિચારી હિંદની બાળા,
અતિ દુઃખ અગ્નિમાં દાઝે, બિચારી હિંદની બાળા.

સાખી.

જન્મે ત્યાંથી જીવનું, જરા ન કરે જતન,
પ્રક્ષર થાય પ્રમાણુ ને, દુભવે છે દુરીજન ॥૧॥
પુરા પ્રેમે ન પોસાએ, બિચારી હિંદની બાળા,
કુવાં વાવો ઘણું પૂરે, બિચારી હિંદની બાળા.

**સાખી.**

પુત્ર તણું પોષણ કરે, પૂરણ રાખી પ્રેમ,
કોપે છે પુત્રી પરે, ધરે નહિ ઉર હેમ, ૨
દુઃખી બહુ પુત્રી પરનામે; બિચારી હિંદની બાળા,
ગજબ એવા ઘણા સાંખે, બિચારી હિંદની બાળા.

**સાખી.**

નિજનો જ્યાં સ્વારથ સરે, ત્યાં તે કરે લગન,
કુળ શીળ કંઇ જોઇને, ઉપજે જરા વિચાર ૩
કજોડાં કષ્ટથી ઝુરે બિચારી હિંદની બાળા,
અતિ અળખામણી આજે, બિચારી હિંદની બાળા.

---

(૧૬)

પધારો પધારો પધારો પ્રેમી પરોણા પધારો,
આજ દિસે શુભ દિન અમારો, આનંદ આનંદ આપ પધારો
સુચવો કંઇ શ્રેષ્ઠ સુધારો—પ્રેમી પરોણા પધારો ॥ ૧ ॥
પઠન પાઠનની કરજો પરીક્ષા, નડતરની પણ કરજો નિરીક્ષા
અમી મય નજરે નિહાળો—પ્રેમી પરોણા પધારો ॥ ૨ ॥
સજ્જન આપ વિદ્યાના વિલાસી, સાહ્ય કરો અમને ખુબ ખાસી
વડતર સર્વ નિવારો—પ્રેમી પરોણા પધારો ॥ ૩ ॥
શ્રાવિકાશ્રમનો જય ઇચ્છો, આર્થિક માન અમારૂં જ ઇચ્છો
બોધઃ મહેમાન સુખી રહો—પ્રેમી પરોણા પધારો ॥ ૪ ॥

(૧૭)

તેરી મોજ કરતાં જન્મ ગયો રે,
જન્મ ગયો કુછ સુખ ન રહ્યો રે–ટેક.
ગર્ભવાસ તુને તોલ કીયો હે,
બહાર આયો તબ ભૂલ ગયોરે–તેરી૦
બાલકપન ખેલનમેં ખોયો,
જવાન હુવો વિષિયારત રહ્યોરે–તેરી૦
વૃદ્ધ હુવો તબ કંપન લાગ્યો;
કબહુ ન લિયો તુને શ્રીજીકો નામરે–તેરી૦
જ્ઞાન કહે જિનરાજ અરાધો,
અષ્ટ કરમ ભય દૂર ટળેરે–તેરી૦

---

(૧૮)

લેના ફકીરી તેરી ક્યા દીલગીરી,
સદા મગનમેં રહેના રે,
કોઇ દીન પેંડા કોઈ દીન બરફી
કોઇ દીન ફક્કમ ફક્કારે–લેના૦
કોઇ દીન હાથી ને કોઇ દીનઘોડા,
કોઇ દીન પાંઉસે ચલનારે–લેના૦
કોઇ દીન બંગલા ને કોઇ દીન બગીચા,
કોઇ દીન જંગલમે ડેરારે–લેના૦

(૧૯)

સકલ સંઘની બ્હેનીઓ તમે સાંભળોરે, ટેક.
શ્રાવક નિત્ય ક્રિયાને ચિત્તે ધારજોરે. સકલ ૧.
વેહેલાં ઉઠિને નમોકાર બોલજોરે,
પછી ઘરનો વ્હેવાર આરંભજોરે. સકલ ૨.
ન્હાઇ ધોઈ શરીર શુદ્ધ રાખજોરે,
સ્વચ્છ વસ્ત્રોથી અંગ શોભાવજોરે. સકલ ૩.
દેવ દર્શન કરીને થાઓ પાવનાજો,
અષ્ટ દ્રવ્ય લઇને ભાવો ભાવનાજો. સકલ ૪.
માત પિતા વડિલ સ્વામી સર્વનેરે,
જય જિનેન્દ્ર કરીને મન મોડજોરે. સકલ ૫.
ધર્મ શાસ્ત્રો વાંચો ને વંચાવશોરે,
ઇંદ્રિ દમન કરીને વિષય દાબજોરે. સકલ ૬.
વ્રત નિયમ પાળીને તપ ધારજોરે,
શક્તિ માફક દાન ચાર આપજોરે. સકલ ૭.
શુદ્ધ વસ્તુઓથી ભોજન બનાવીએરે,
જીવ હિંસાદિ પાંચ પાપ ટાળજોરે. સકલ ૮.
ઘર કામમાં કુશળતા વાપરજોરે,
ચતુર નારી ભૂષણુ થઇ મહાલજોરે. સકલ ૯.
જૈનધર્મી શ્રાવિકા નામ ધારજોરે,
એવી વિનંતી આનંદે આણુજોરે. સકલ ૧૦.

(૨૦)

જીરે સરસ્વતી માતને વિનવું રે,
કઇ સદ્દગુરૂ લાગું હું પાયરે, સુજ્ઞાની ધર્મ પાળો તમે પ્રીતથીરે
ટેક.

દશ લક્ષણી પર્વ આ નિર્મળું રે,
તેને પાળો ભવીજન નિત રે. સુજ્ઞાની. ૧
દશ ધર્મને ચિત્તમાં ધારજો રે,
કરજો કર્મ રજો ચકચૂર રે. સુજ્ઞાની. ૨
ક્રોધ વેર વિરોધને દૂર કરી,
ક્ષમા ધર્મનો કરવો વિચાર રે. સુજ્ઞાની. ૩
માન અષ્ટ પ્રકારે ત્યાગવા રે,
ધરીએ માર્દવ ગુણ સુખદાય રે, સુજ્ઞાની ૪
માયાચારની જાળને તોડવા રે,
કરો આર્જવ ઉત્તમ ભાવ રે. સુજ્ઞાની. ૫
હિતમિત મધુર વાણી બોલીયે રે,
એથી સત્ય વચન સિદ્ધ થાય રે. સુજ્ઞાની. ૬
આશા પાશના બંધને કાપજો રે,
કરો સંતોષ જે કાંઇ હોય રે. સુજ્ઞાની ૭
બાર અવિરતને મનથી તજો રે,
ધારો ઉત્તમ સંયમ ભાર રે. સુજ્ઞાની. ૮

જીરે વિષયોની ઇચ્છા રોકવા રે,
શક્તિ માફક કરવા તપ રે. સુજ્ઞાની. ૯
પર દ્રવ્યનો લોભ ઘટાડીને રે,
કરવા ચાર પ્રકારે દાન રે. સુજ્ઞાની. ૧૦
પર વસ્તુથી નિજરૂપ ભિન્ન છે રે,
એમ કરવો અનુભવ નિત રે સુજ્ઞાની. ૧૧
કુશીલ ભાવોને મનમાં ન લાવીએ રે.
ધરો ઉત્તમ બ્રહ્મચર્ય વ્રત રે. સુજ્ઞાની. ૧૨
દશ ધર્મ તમે શુદ્ધ પાળજો રે,
જેથી ઉતરશો ભવ પાર રે. સુજ્ઞાની. ૧૩
એમ શ્રી ગુરૂની શીખ સાંભળીને,
ડૂબો અનુભવ સિંધુ અપાર રે. સુજ્ઞાની. ૧૪

---

(૨૧)

નાભીરાજા જેના તાત, મરૂ દેવી જેની માત,
કૌશળ દેશ અજોધ્યા નગરીમાં,
કે સુતા ભર નિંદ્રામા માત, સોળે સ્વપન થયા આજ,
પરભાતે હરખ આનંદ ધરી ૧
કે પૂછે સ્વામીને આજ, મને કહો સ્વપનની વાત,
તમને આવશે તીરથંકર ભગવાન, ૨.
કે માસ પંદર જિન ગૃહ, રતન વૃષ્ટિ થઇ મેહેર
તાં તો રતન તણા મેઘ વરસી રહ્યાં ૩.

સાખી.

છપ્પન કુમારી દેવી મળી,
અર્થ પૂછે છે ત્યાં દેવ, હાંહાંરે અર્થ પૂછે છે દેવ
સોળમે સ્વર્ગથી ઇંદ્ર ચવી કરી,
આવ્યા તીર્થંકર ભગવાના,
હાંહાંરે આવ્યા તીર્થંકર ભગવાન, ૪.
ઇંદ્ર આવ્યા સરવે સાથ, સાથે ઇંદ્રાણી અપાર.
માયાનો સુત ત્યાં એક કર્યો, ૫.
મૂકયાં માતાની પાસ, લીધા જિનજીને હાથ,
પછી મેરૂ શીખર પર લઇ રે ગયા ૬.
પાંડુક શિલ્લા થપાય, જન્મ અભિષેક થાય.
દેવ આવ્યા કલ્યાણુક કરવાને ૭.

સાખી

એક યોજન કળસ ઉંચો કર્યો,
એવો આઠ યોજન વિસ્તાર હાંહાંરે૦
એ કલસ હીરે રત્ને જડયો.
એની શોભાનો નહીં પાર, હાંહાંરે૦
કળસ લીધા સહુસ્ત્ર આઠ, સૌ ક્ષીર સમુદ્ર જાય
જળ ભરી તે લાવ્યા હાથોહાથ, ૮.
કળશ ઢાળ્યા એકીવાર, મળ્યા દેવતા અપાર
એના ચરણુથકી રે દેવ રહીરે ગયા ૯

અંગલોણુા કીધાં સાર, એના તેજતણો નહીં પાર
એના તેજ થકીરે રવી ઝાંખો પડયો ૧૦
ઇંદ્ર આવ્યા સુરને સાથ, લીધા જિનજીને હાથ
લાવી મુકી દીધા એની માતાની પાસ. ૧૧

સાખી.

પ્રભાતે મરૂ દેવી ઉઠયા,
એને આનંદ હરખ ન માય હાંહાંરે૦
વધામણી વ્હેંચી રૂડી રીતસું,
બાળક્રીડા ખેલે ભગવાન હાંહાંરે૦
માતા અંગોળ કરાવે, પછી પારણે પોઢાડે
તમને હાલા ગાઉં નભી નંદના લાલ. ૧૨
બાળપણે ત્રીસલાખ, ત્રેસઠ ભોગવ્યા રસાળ
એકલાખ પૂરવ દીક્ષા પાળી ૧૩

સાખી.

સમોસરણ જિનજીનું આવીયું,
સૌ દેવ વાંદવાને જાય હાંહાંરે૦
જન્મ અજયોધ્યામાં સાર, સિદ્ધ ગયા છે કૈલાસ.
એવી પ્રભુજીને વંદના અમારી છે, ૧૪.

સુરત ખપાટિયા ચકલા લક્ષ્મીનારાયણની વાડીમા આવેલા "જૈન વિજય" પ્રિન્ટીગ પ્રેસમા મુલચંદ કસનદાસ કાપડિયાએ છાપ્યું. અને શા. કસનદાસ પુનેમચંદ કાપડિયાએ ખપાટિયા ચકલા ચંદાવાડી સુરતથી પ્રકટ કરી